# બોલી બોલવાનું વિધાન શ્રાદ્ધવિધિમાં છેજ

## શ્રીમાન્ વિજયધર્મસૂરિજી સાથે શ્રીમાન્ મંગળવિજયજીએ પણ કરેલો વિચિત્ર અર્થ.


લેખક. મુનિ રામવિજય.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મફતલાલ જેઠાભાઇ.

મુ અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા–અમદાવાદ.

કિંમત ફ્રી.

# બોલી બોલવાનું વિધાન શ્રાદ્ધવિધિમાં છેજ.

## શ્રીમાન્ વિજયધર્મસૂરિજીની સાથે શ્રીમાન્ મંગલ વિજયજીએ પણ કરેલો વિચિત્ર અર્થ.

લખનાર.

**મુ–રામવિજય**

સંસારની અંદર વિચારભેદનું સામ્રાજ્ય જેવીરીતે આજનું નથી; કિન્તુ અનાદિકાળથી ચાલ્યું આવે છે તેવીજ રીતે અસત્ય પણ આજનું નથી; કિન્તુ અનાદિકાળથીજ ચાલ્યું આવે છે, શાસ્ત્રવિશારદય દૂર રહો અને શાસનહિતૈષીય દૂર રહો પરન્તુ એક આત્મહિતૈષીની પણ એવી અભિલાષા ન હોયકે 'બધાય મારા વિચારોનેજ સહમત થાઓ' તેની ઇચ્છા તો એજ હોયકે બધાએ સત્ય અને શાસ્ત્રીય વિચારોનાજ ઉપાસક બનો જૈનશાસનની શૈ-

લિને જાણુનારાઓ કદીપણુ પોતાના વિચારો તરફ લોકોને વાળવા માટે પ્રયત્ન કરેજ નહિ અને કરતા પણુ નથી પરન્તુ સાથે એટલું તો ધ્યાનમાંજ રાખવું કે–તેઓ હૃદયની સમતોલ વૃત્તિને આંચ ન આવવા દેતાં, સમભાવ પૂર્વકજ માત્ર સમાજ શ્રેય અને સ્વકર્ત્તવ્ય પાલનની ખાતર, શાસ્ત્રીયવિચારો બહાર મૂકવા અને સમાજને તે વિચારોનીજ ઉપાસક બનાવવા માટે પ્રાણાંતે પણ પાછી પાની કરનારા નથી તે નથીજ.

' હમણાં બે અઢી મહિનાથી દેવદ્રવ્ય સંબન્ધી ચર્ચાએ મુનિમંડળની અંદર સ્થાન લીધું છે ' એ વાત સાચી છે, પરન્તુ તેમ થવાનું કારણુ શ્રીમાન્ વિજયધર્મસૂરિજીજ છે તેઓ કહે છે કે–દેવ દ્રવ્ય વસ્તુ શાસ્ત્રસિદ્ધજ છે પરન્તુ તેનું સ્વરૂપ પ્રાચીનકાળનો અને અર્વાચીનકાળનો શ્રીસંઘ જે માનતો આવ્યો છે અને માને છે તે નથી, માત્ર દેવને સમર્પણુ કરવામાં આવ્યું હોય તેજ દેવદ્રવ્ય છે પણુ પ્રભુ ભકિત નિમિત્તે આપવાને કબુલ કરેલું એટલે કે પ્રતિષ્ઠા વખતે પ્રભુને પધરાવવા માટે, રથયાત્રા વિગેરેના વરઘોડાઓમાં પ્રભુને રથમાં લઈને બેસવા માટે, ચોસઠ પ્રકારમાંથી કોઇ પણુ પ્રકારની પ્રભુ પૂજા કરવા માટે અને શાસ્ત્રોમાં દેવ દ્રવ્યની વૃદ્ધિ માટે કહેલી માળાઓ પહેરવા માટે આપવા કબુલ કરેલું દ્રવ્ય તે દેવદ્રવ્ય નજ કહેવાય

અને સાધારણ ખાતામાં ખુશીની સાથે લઇ જવાય માટે શ્રીસંઘે હરેકે હરેક બોલીનું દ્રવ્ય સાધારણ ખાતામાં લઇ જવું અને તેનાથી દુઃખી જૈનસમાજનો ઉદ્ધાર કરવો.

તેમના ( શ્રીમાન્ વિજયધર્મસૂરિજીના ) તેવા વિચારો પુજ્યપાદ પરમગુરૂ શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ શ્રીમાન્ સાગરાનંદ સૂરીશ્વરજી મહારાજ પંન્યાસજી મહારાજ શ્રીમદ્ દાનવિજયજી ગણી અને પંન્યાસજી મહારાજ શ્રીમાન્ મણીવિજયજી ગણી આદિ મહાત્માઓને શાસ્ત્ર વિરૂદ્ધ અને કપોલકલ્પિત લાગવાથી તેઓએ એકત્રિક થઇને શ્રીમદ્ હરિભદ્ર સૂરીશ્વરકૃત ઉપદેશપદ, આવશ્યક વૃત્તિ, ષોડશક અને સંબોધ પ્રકરણ શ્રાદ્ધવિધિ, ધર્મસંગ્રહ અને શ્રીમદ્ જિનેશ્વર સૂરિકૃત અષ્ટકવૃત્તિ, વૃહત્કલ્પ વ્યવહાર અને નીશીથ ભાષ્યાદિ શાસ્ત્રોના આધારે એક નિર્ણય ખંભાત મુકામે તૈયાર કર્યો તે નિર્ણયને હરેક મહાત્માઓની અનુમતિથી ' આચાર્યો, પંન્યાસો ગણીઓ અને મુનિઓએ જણાવેલો દેવદ્રવ્ય સંબંધી નિર્ણય ' આ મથાળા નીચે આચાર્યશ્રી આણંદસાગરજી મહારાજે પ્રસિદ્ધ કર્યો તેમાં તે મહાત્માઓએ જણાવ્યું છે કે પ્રભુ ભકિત નિમિત્તે બોલાતી હરેકે હરેક બોલીની ઉપજ દેવ દ્રવ્યમાંજ જાય. પણ સાધારણ ખાતામાં કોઇ પણ રીતિએ લઇ જઇ શકાયજ નહિ.

હવે અહિંએ વિચારવાનું છે કે શ્રીમાન્ વિજયધર્મ સૂરિજીએ તા. ૮-૨-૨૦ ના જૈનપત્રમાં 'દેવદ્રવ્ય સંબન્ધી મારા વિચારો ' આ મથાળા નીચે જે લેખ લખ્યો છે તેમાં જો તેઓએ એમ જાહેર કર્યું હોતકે ' અમારા એ વિચારો છે કે બોલીઓની ઉપજ સાધારણ ખાતામાં ખુશીની સાથે લઇ જવાય તેમાં શાસ્ત્રો પૂર્વાચાર્યો આધુનિક આચાર્યો અને બીજા પણ ગીતાર્થ પંન્યાસો ગણીઓ અને મુનિવરો જેમ કહેતા હોય તેમ કરો ' તો તો આ ચર્ચા ઉપસ્થિત થવાનું નિમિત્તજ ન રહેત કેમકે "मुंडे मुंडे मतिर्भिन्ना " દરેકના વિચારો કંઇ સરખા હોતા નથી કારણ કે-જૈનં-શાસનની શૈલિથી અનભિજ્ઞાતો પ્રાયઃ મનસ્વી કલ્પનાઓજ કરનારા હોય છે પરન્તુ તેઓએ (વિજય ધર્મસૂરિજીએ) તો ' સમયને ઓળખી બોલીઓમાં બોલાતું દ્રવ્ય સાધારણ ખાતામાં લઈ જવાનો ઠરાવ કરો તેમ કરવું એજ આ જમાનાને વ્યાજબી છે' આવા પ્રકારનું શ્રીસંઘને એકદમ વિનાવિચારે શાસ્ત્રના પુરાવા વિનાજ જજમેન્ટ આપેલ છે માટેજ તેમના તે વિચારો એકદમ ઉપેક્ષા કરવા લાયક છે કારણ કે કોણે તેમને જજ બનાવ્યા છે કે-જજમેન્ટ આપવાનો તેમને અધિકાર હોઇ શકે ? તે સંબન્ધમાં ગીતાર્થોની સાથે ઉહાપોહ કર્યા વિના અને અનેક શાસ્ત્રાનુસારિ મહાત્માઓની સમ્મતિ લીધા વિના માત્ર પોતાનાજ શિષ્યો

સાથે ગુપ્ત મસલત ચલાવી જજમેન્ટ આપવા બહાર આ-વવું એ કેટલું ઇન્સાફથી ખિલાફ કહેવાય ?

બીજી વાત એ છે કે શ્રીમાન્ વિજય ધર્મસૂરિજીએ પોતાના તા. ૮–૨–૨૦ ના જૈનપત્રમાં પ્રસિદ્ધ કરેલા લે-ખમાં એક પણ ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર યા ધારાશાસ્ત્રનું પ્ર-માણ આપ્યું નથી હા માત્ર તેમાં તેઓએ શાસ્ત્ર નિરપે-ક્ષપણે પોતાની મનસ્વી કલ્પનાઓ બેશક દાખલ કરેલી છે. પણ શું તેમની મનસ્વી કલ્પનાઓનો કોઈપણ શાસનપ્રેમી સ્વીકાર કરી શકે ખરો કે ? તેઓએ એ પ્રમાણ–યુકિતપુરઃસર બતાવવું જોઇતું હતું કે–' પ્રભુ ભકિત નિમિત્તે અ-ર્પણ કરેલું દ્રવ્ય સાધારણ ખાતામાં લઈ જવાય અને તે-નાથી ગરીબ જૈનોનો ઉદ્ધાર કરી શકાય ' પરન્તુ એ તો તેમનાથી બની શકયું નહિ; ત્યારે શું એવી ખાલી કલ્પના-માત્રથીજ તેઓ શાસ્ત્રીય વિધાનને ઉલટાવી શકે ખરા કે? યાતો શાસ્ત્રાનુસારિઓ તેમની શાસ્ત્ર નિરપેક્ષ કલ્પનાઓને માન આપે ખરા કે ? ના કદીપણ નહિ એ આશા તો તેઓએ સ્વપ્ને પણ ના રાખવી.

વિજય ધર્મસૂરિજીનું કથન શાસ્ત્ર વિરૂદ્ધ છે અને તેઓએ કરેલી કલ્પના શાસ્ત્ર નિરપેક્ષ છે એમ સાબિત ક-રનાર આચાર્યાદિમંડળનો નિર્ણય બહાર આવવા છતાં પણ તેઓએ પોતાની મનસ્વી કલ્પનાનેજ શાસ્ત્રરૂપ માનીને અને

પ્રાય: આચાર્યાદિ મહાત્માઓએ નિર્દિષ્ટ કરેલાં શાસ્ત્રોનું પણ સ્થિરતાપૂર્વક અવલોકન કર્યા વિનાજ જ્યારે એવું લખી નાખ્યું કે " જો કોઇ પ્રામાણીક ગ્રંથોમાં અગર તેઓએ ( આચાર્યાદિમંડળે ) ગણાવેલ ગ્રન્થોમાં તેવો ઉલ્લેખ નીકળે કે આરતી પૂજાનું ઘી દેવદ્રવ્યમાંજ લઈ જવું બીજા ખાતામાં લઈ જઈ શકાયજ નહિ તો હું માફી માગું " ત્યારે તુર્તજ નિર્ણયકર્તાપૈકીમાંથી એક શ્રી આણંદવિજયજી ગણીએ દ્રવ્યની ઉછામણી પૂર્વક આરતી ઉતારવી વિગેરે કાર્યો કરીને દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી એવા સ્પષ્ટ આશયવાળા શ્રાદ્ધવિધિના પાઠને બહાર મૂકી શ્રીમાન્ વિજયધર્મસૂરિજીને સૂચના કરી કે આપે આપની પ્રતિજ્ઞાનું પાલન કરવું જોઇએ.

જુઓ કેવી સરસ પદ્ધતિ ! જ્યારે, ધર્મ સૂરિજીએ પ્રથમ શાસ્ત્ર નિરપેક્ષ વાતો બહાર મૂકવા પછી પણ જણાવ્યું કે મારા અભિપ્રાયથી વિરૂદ્ધ વાત શાસ્ત્રોમાં હોય અને કોઇ બતાવે તો હું માફી માગું કે તુર્તજ તેમના અભિપ્રાયની વિરૂદ્ધમાં શાસ્ત્રીય પાઠ બતાવીને પોતાની પ્રતિજ્ઞાને અનુસરવાની સુચના કરી.

મારે સખેદ જણાવવું પડે છે કે–સુચના થતાંની સાથેજ વિજયધર્મસૂરિજીએ તો તે સંબન્ધમાં પકડી ચુપકીદી અને તેમના અનુયાયિઓ એકદમ યદ્વા તદ્વા લખાણ

કરવા મંડી પડયા અને ત્યાં સુધી કહેવા અને લખવા લાગ્યા કે સાગરજી ચુપ થઈ ગયા છે અને આણંદ-વિજયજી શ્રાધ્ધ વિધિના પાઠનો અર્થ ખોટો કરે છે આવી રીતે જ્યારે વસ્તુના સત્ય સ્વરૂપને ઉલટાવી નાખવાની સામા પક્ષ તરફથી અનુચિત કોશેશો થવા માંડી ત્યારે આચાર્યશ્રી આણંદસાગરજી મહારાજે શ્રીમાન્ ધર્મવિજય-જીને પોતાની પ્રતિજ્ઞા માટેની સાવચેતી આપી અને શ્રી આણંદવિજયજી ગણીએ શ્રાધ્ધવિધિના પાઠનો પોતે કરેલો અર્થ સ્વપરતંત્રસિદ્ધ છે એમ સિદ્ધ કરી આપ્યું હવે તટસ્થદૃષ્ટિથી જોતાંતો વિજય ધર્મ સૂરિજીએ માફી માગવીજ જોઈએ કે તેમણે સમજ્યા વગર ઉતાવળથી શાસ્ત્ર નિરપેક્ષપણે પોતાના કાલ્પનિક વિચારો ફેલાવી પ્રાચીન, પ્રામાણીક અને શાસ્ત્રસિદ્ધ પરંપરાને ઉલટાવી નાખવાનો અનુચિત પ્રયાસ કર્યો. પ્રૌઢપ્રભાવ-સંપન્ન પ્રામાણીક પુરાતન મહાપુરૂષોએ અનિષિદ્ધ અને શાસ્ત્રસિદ્ધ પરંપરાને વિનાશાસ્ત્ર આધારે ફેરવી નાખવા તૈયાર થવું એ ધાર્મિક દૃષ્ટિએ–શાસ્ત્રીય દૃષ્ટિએ તો બા-જુએ રહો પરન્તુ શું નૈતિક દૃષ્ટિએ અને કાયદાની દૃષ્ટિએ ઓછો ગુન્હો છે? આવો ગંભીર ગુન્હો કરનાર અને એથી પણ આગળ વધીને પોતાની મનસ્વી કલ્પના સિદ્ધ કરવાની ખાતર સાચા શાસ્ત્રીય અર્થને ઉલટાવનાર વિજય-

ર્મસૂરિજી કેમ કંઈ શિક્ષાને પાત્ર ન હોય ? એ સંબ-
ી વિચાર કરવાનું કામ શ્રીસંઘને સોંપુ છું.

શ્રીમાન વિજયધર્મસૂરિજી એમ સમજતા હશે કે મારા લેખમાં મનસ્વી કલ્પનાઓ તો કરી છે ને ? મને આશ્ચર્ય થાય છે કે-તેઓ પોતાની મનસ્વી પનાઓ ઉપર આટલા બધા મોહિત કેમ થતા હશે ? મનસ્વી કલ્પનાઓમાં એવું તે શું તેમણે નિહાળ્યું છે શાસ્ત્રીય વાતોનો ઉઠાવવા તે મનસ્વી કલ્પનાઓનું ણે ઓઠું લીધું છે.

મારે ખુલ્લા શબ્દોમાં કહેવું જોઈએ કે-તે પાઠનો ાના અનુયાયિઓની સાથે શ્રીમાન્ ધર્મસૂરિજી હવે તેમના શિષ્યો ઉલટો અર્થ કરે છે અને તે ભોળા જન વર્ગને ભ્રાન્તિમાં નાખનાર છે તે પાઠમાં માણી-બોલી બોલવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે જુઓ તે -

"जिनधनस्य देवद्रव्यस्य वृद्धिर्मालोद्घट्टनेन्द्रमालादि ग्रान-परिधापनिकाधौतिकादिमोचन—द्रव्योत्सर्पण—ारात्रिकादियानादिना".

-શ્રાદ્ધવિધિ, પાનું ૧૬૧

અર્થાત્—શ્રાવકોએ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવા નિમિત્તે દ્ઘાટનનો ચઢાવો, ઇંદ્રમાળ આદિ પહેરવાનો ચઢાવો

તથા પહેરામણી ધૌતિક વિગેરે મુકવાં, અને દ્રવ્યની ઉછામણી કરવા પૂર્વક આરતી આદિ ઉતારવાનું કાર્ય કરવું જોઇએ.

પ્રિય વાચકો ? તે પાઠના ઉપરોક્ત સાચા અર્થને ઉલટાવવા માટે શ્રીમાન્ મંગલવિજયજીએ ઉપરોક્ત પાઠના શબ્દોને જુદા પાડી તેનો અર્થ કર્યો છે તેમાં તેઓએ 'દ્રવ્યોત્સર્પણ પૂર્વક' આ વાકયનો અર્થ 'દ્રવ્ય નાખવા પૂર્વક' આ પ્રમાણે કરીને વ્યાકરણ અને કોશાદિકની અઘટિત રીતિએ અવગણના કરી છે.

શું શ્રીમાન્ મંગલવિજયજી આટલાં આટલાં વર્ષો સુધી વિદ્યાક્ષેત્રમાં વિદ્યાવિલાસિઓની સાથે વિદ્યાભ્યાસ કરવા છતાં એટલું પણ ન સમજીશકયા કે–પાઠમાં અમુક અર્થ બોધક શબ્દ ન હોવા છતાં પણ પાઠને સંગત કરવા માટે જરૂરી શબ્દને અધ્યાહારથી લાવવોજ પડે. જો માળા પહેરવી વિગેરે કાર્યો ઉછામણી–ચઢાવા પૂર્વક કરવામાં ન આવે તો પાઠનો જે મૂળ ઉદ્દેશ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવાનો તે શી રીતે સફળ થાય ? પોતાના ગુરૂની અસત્ય અને કલ્પિત માન્યતાને સિદ્ધ કરવા માટે મૂળ પાઠના ઉદ્દેશને પણ ઉડાવી દઇને સંસ્કૃતના અજાણ લોકોને ભ્રમિત કરવા એ એક સાધુ પુરૂષને નહિ શોભે તેવું કાર્ય છે. આવા કાર્યથી સંસ્કૃતજ્ઞ લોકોએ તો તેની સારી કિંમત આંકી છે અને જે વિદ્વાનો જોશે તે આંકશે.

શ્રીમાન્ વિજયધર્મસૂરિજી અને તેમના શિષ્યો 'ઉત્સર્પણ પૂર્વક આરતી ઉતારવી' એટલે 'દ્રવ્ય નાખવા પૂર્વક આરતી ઉતારવી' એવો અર્થ કરે છે પણ આવો અર્થ તેઓ ક્યાંથી કરે છે તે સમજાતું નથી યાદ રાખવું કે-શાસન સંરક્ષક સૂરીશ્વરો શાસ્ત્રીય વાતને અનુસરવામાં કદીપણ આનાકાની કરે તેમ નથી શાસ્ત્ર એમજ કહે છે કે-પૂજા વિગેરેની બોલીઓ પ્રભુભક્તિ અને દેવદ્રવ્યની વૃદ્ધિ નિમિત્તેજ છે નહિકે સાધર્મિઓની ભક્તિ નિમિત્તે યા સાધારણ ખાતાની વૃદ્ધિ કરવા માટે હું આગળ વધીને ખુલ્લા શબ્દોમાં કહીશ કે-બોલી બોલવાની પ્રથા શાસ્ત્રીય કાનૂન છે-શાસ્ત્ર વિહિત વિધાન છે માટેજ અમારા પૂર્વપૂરૂષોએ-ધર્મધુરંધર સૂરીશ્વરોએ માન્ય કરેલી છે. અમારી આ શાસ્ત્રીય માન્યતાને કોઈપણ બાધિત કરી શકે તેમ છેજ નહિ વિજયધર્મસૂરિજીએ અને તેમના અનુયાયિઓએ ખુબ સમજી રાખવું જોઇએ કે કાલ્પનિક અર્થો કરવા દ્વારાએ શાસ્ત્રના આશયને ઉલટાવી નાખીને અમે અમારી માન્યતાને સિદ્ધ કરવામાં કદીપણ ફાવી શકીશું નહિ. તેઓ 'ઉત્સર્પણ' શબ્દનો 'નાખવું' એવો અર્થ શા આધારે કરે છે? એવો અર્થ નથી કર્યો સ્વ-શાસ્ત્રમાં યા પરશાસ્ત્રમાં ક્યાંથી કરે? થતો હોયતોને? અમને નવાઇ ઉત્પન્ન થાય છે કે-વિજયધર્મસૂરિજીના

શિષ્યો વ્યાકરણ, કાવ્ય અને ન્યાયશાસ્ત્રના જાણુ થઇને આવો અસંબદ્ધ અર્થ કેમ કરે છે? તેઓ એ તરફ જો ધ્યાન આપે કે 'ઉત્સર્પણ' શબ્દની વ્યુત્પત્તિ અને અર્થ-યોજના શી રીતે છે, તો મને લાગે છે કે આ ઉપસ્થિત થયેલી ચર્ચા એકદમ-વિનાવિલંબે શાન્ત થઇ જાય.

તા. ૯ મી મે સને ૧૯૨૦ ના જૈન પત્રમાં શ્રી આણંદવિજયજીએ 'ઉત્સર્પણ' શબ્દનો સ્પષ્ટ ખુલાસો કરેલો છે તેમાં શબ્દસ્તોમમહાનિધિ વિગેરે કોશોની સાક્ષી અને સાથે કલિકાલ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજે બનાવેલ અભિધાન ચિંતામણી નામના કોશની ટીકાની પણ સાક્ષી આપેલી છે (તેની સાક્ષીમાં બીજાં પણ પ્રમાણો છે.) તે કોશોના આધારે કરેલી વ્યાખ્યાથી એ સિદ્ધ થઇ ચૂકયું છે કે-'ઉત્સર્પણ' શબ્દનો અર્થ ઉછામણી એવો ખુશીથી થઈ શકે છે આમાં નથી કોઈ પ્રકારનો વાંધો કે નથી ખેંચતાણુ તો પછી 'નાખવું' એવો વિષમ અર્થ શા માટે કરવામાં આવે છે? આવી રીતે કોશોના આધારે સિદ્ધ થયેલા સરલ, હૃદયંગમ અર્થને માન્ય કરવામાં આવે તો તકરારને સ્થાનજ કયાં છે? આવા સુસ્પષ્ટ અને સત્ય અર્થને છોડીને વિષમ અર્થ કરવા ઝુકાવવું એ કોઈપણ રીતિએ વ્યાજબી નથી.

વાત સાચી છે કે-પ્રકરણ વશાત્ શબ્દોના અર્થો

ભિન્ન ભિન્ન થઈ શકે છે સાથે એમ કહેવાની કશી જરૂર નથી રહેતી કે—પ્રસંગને પ્રતિકૂલ અને વ્યાકરણ કોશાદિથી વિપરીત મનસ્વી અર્થ તો કદીપણ નજ થઈ શકે.

શ્રીમાન્ વિજયધર્મસુરીજી અને તેમના શિષ્યો 'ઉત્સર્પણ' શબ્દનો 'નાખવું' એવો જે અર્થ કરે છે તેતો બીલકુલ નિર્મૂળ છે. એ વાત આપણે શ્રીમાન્ મંગલવિજયજીએ આપેલા પુરાવાથીજ જાઈએકેઃ—

" आसां जलास्फालनतत्पराणां
मुक्ताफलस्पर्धिषु शीकरेषु !
पयोधरोत्सर्पिषु शीर्यमाणः
संलक्ष्यते न च्छिदुरोऽपि हारः ॥ ६२ ॥

—રઘુવંશ, સોળમો સર્ગ

આ શ્લોકના ત્રીજા પાદમાં ' उत्सर्पिषु ' શબ્દ આવ્યો છે તે કહેવાની જરૂર નથી કે ' उत्–सृप् ' ધાતુથી બન્યો છે ટીકાકર શ્રીમલ્લિનાથસૂરિજી તેનો અર્થ આ પ્રમાણે કરે છે—

" पयोधरेषु स्तनेषु उत्सर्पन्ति, उत्पतन्ति ये तेषु शीकरेषु " ।

જુઓ આ સ્થળે ' उत्सृप् " ધાતુનો અર્થ 'उत्पतन'

અર્થાત્ ' ઉડવુ ' ' એવો કરવામાં આવ્યો છે પરન્તુ 'નાખવું મૂકવું ' એવો કર્યો નથી તો પછી એવા નિરાલંબન એટલે આધાર વગરના અર્થ ઉપર આગ્રહ શા માટે રાખવો જોઇએ.

પ્રિયવાચકો ! આવીજ રીતિએ, શ્રીમાન્ મંગલવિજયજીએ પોતાના પક્ષની સિદ્ધિ માટે કિરાતાર્જુનીય વિગેરેનાં આપેલાં હરેકે હરેક પ્રમાણો તેમનો પોતાનોજ પરાભાવ કરનારાં છે એમ સિદ્ધ કરી શકાય તેમ છે પરન્તુ આ તો એક કેવલ બાળચેષ્ટાજ ગણી શકાય તેવી બાળચેષ્ટા કરવી એ મને પોતાને ઇષ્ટ નથી કારણ કે તેમાં હું કોઈપણ જાતનો ફાયદો જોઇ શકતો નથી.

આશ્ચર્ય થાય છે કે પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનીધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજ (અપરનામ-આત્મારામજી મહારાજ) સાહેબે પોતાના જૈનતત્ત્વાદર્શ નામના ગ્રન્થમાં દેવદ્રવ્યની વૃદ્ધિના સંબંધમાં કરેલા એક સામાન્ય ઉલ્લેખને આગળ કરીને શ્રીમાન્ મંગલવિજયજી પોતાના ગુરૂની મનસ્વી કલ્પનાને સિદ્ધ કરવાની કોશેશ કરે છે પરન્તુ તેઓએ ખ્યાલમાં રાખવું કે જેઓએ જૈનતત્ત્વાદર્શનું અવલોકન કરેલું છે. તેઓ તો તમારી તે કોશીશને હસીજ કાઢશે કારણ કે તેઓ સાહેબે તો માત્ર અગીઆર કૃત્યોપૈકી કેટલાં કૃત્યોનો નામ માત્રજ ઉલ્લેખ કરેલો છે

મહાખેદનો વિષય છે કે વિજયધર્મસૂરિજીના સમુદાયના પ્રવર્ત્તક તરીકે પ્રસિદ્ધિને પામેલા મહાત્મા શ્રાદ્ધવિધિના નીચે બતાવેલા--

" एवं परिधापनिका नव्यधौतिक विचित्र चन्द्रोदयाङ्गरूक्षण दीप तैलजात्यचन्दनकेसरभोगाद्यपि चैत्योपयोगिप्रतिवर्षं यथाशक्ति मोच्यं " આ પાઠનો અર્થ--

" પહેરામણી, નવીનધોતી, વિચિત્ર ચન્દરવા અંગલૂહણાં, દીપ, તેલ, ઉત્તમ ચન્દન, કેસર વગેરે ચૈત્યોપયોગી ચીજો પ્રતિવર્ષ મૂકવી " આ પ્રમાણે કરી લખે છેકે " હવે વિચાર કરો કે-' ઉત્સર્પણ ' શબ્દનો અર્થ " બોલી બોલવી " થતો હોતતો ખુદ શ્રાદ્ધવિધિકારજ તેવો અર્થ કાં ન લખત "

સુજ્ઞ વાંચકો ! ઉપર બતાવેલા પાઠમાં છે ઉત્સર્પણ શબ્દનું નામનિશાન ? અથવા તો શું શ્રાદ્ધવિધિકાર ઉત્સર્પણ શબ્દની વ્યાખ્યા કરવા બેઠા છે ? જ્યારે પાઠમાં નથી ઉત્સર્પણ શબ્દ કે નથી તેની વ્યાખ્યા કરવાનો અવસર તેવા સ્થળે તે મહાત્માને તેનો અર્થ લખવાની શી જરૂર ?

પ્રિય મહાનુભાવો ! 'શબ્દ ચિન્તામણી' 'શબ્દસ્તોમમહાનિધિ' વિગેરે કોષોમાં उत् सृप् ધાતુનો અર્થ उत्सज्य पुरतो गतौ उल्लंघने च અર્થાત્ છોડીને આગળ જવું એવા પ્રકારે કરેલો પ્રસિદ્ધ છે. તેમજ ઉર્ધ્વગમન વગેરે

અર્થો પણ તે શબ્દના મળે છે એટલે બોલી બોલવી–ચઢાવો કરવો–ઉછામણી કરવી એ અર્થતો અર્થાત્ સિદ્ધ છે પરન્તુ નાખવું યા મુકવું એવો અર્થ તો ક્યાંએ મળતો નથી અને તે અર્થ પાઠની સાથે બંધબેસતો પણ નથી.

લખતાં ખેદ થાય છે કે આ પ્રવર્ત્તકજી આતે શું લખે છે! તેઓ લખે છે કે–"કિન્તુ એ ધ્યાનમાં રાખવું કે પ્રસ્તુત ઉત્સર્પણનો અર્થ ઉલ્લંઘન ઘટશે નહિ કેમકે દ્રવ્યોત્સર્પણ પૂર્વક આરતી ઉતારવી એ સ્થળે દ્રવ્યોના ઉલ્લંઘન પૂર્વક આરતી ઉતારવી એવો વિપરીત અર્થ કરી શકાય ખરો કે? આવો અર્થ ઉલટો અનર્થકારી છે દ્રવ્ય । ઉલ્લંઘન પૂર્વક દ્રવ્યના અતિક્રમણ પૂર્વક આરતી ઉતારવાની હોયજ નહિ પણ દ્રવ્યના સમ્બન્ધ પૂર્વકજ આરતી ઉતારવાની હોય એ એક બાલક પણ સમજી શકે તેવી હકીકત છે.

શું આ પ્રવર્ત્તકજી મહાશય એમ સમજ્યા હશે કે ઉત્સર્પણ શબ્દનો ઉલ્લંઘન અર્થ કરનારાઓ આરતી ઉતારનારને દ્રવ્યના રાશિ–ઢગલા ઉપરથી કુદાવીને આરતી ઉતરાવે છે! અથવા તો શું તેઓનું એમ માનવું છે કે–આરતી ઉતારનારને જે દ્રવ્ય અર્પણ કરવું હોય તે આરતી સાથે સંબંધવાળું જ હોવું જોઈએ જો તેઓનું માનવું તેમજ હોય તો તેઓશ્રીએ તે સંબન્ધમાં ઉપદેશ આપતી વખતે

સમાજને એમ સમજાવવું જોઇએ કે- આરતી ઉતારતી વખતે એવી સામગ્રી તૈયાર રાખવી કે-આરતી ઉતારનાર પોતે આપવા ધારેલા દ્રવ્યને આરતી સાથે સારી રીતે સંલગ્ન કરી શકે.

'ક્રિયાકલાપ' ની અન્દર વૃદ્ધિવાચક ધાતુઓમાં ઉત્-સૃપ્ ધાતુને દેખીને શ્રીમાન મંગલવિજયજીને તેનો અર્થ વૃદ્ધિ પણ થાય છે એમ કબુલ તો કરવું પડયું પણ પૂર્વે પોતે લખેલી વાત ઉડી જવા ન પામે તેની ખાતર તેઓ લખે છે કે-" પરન્તુ આમ ઉત્-સૃપ્ ધાતુનો વૃદ્ધિ અર્થ જોઇને પ્રતિવાદી મહાશયે લગારે ઉતાવળ કરવી જોઇતી નથી 'દ્રવ્યના ઉત્સર્પણ પૂર્વક એટલે 'દ્રવ્યની વૃદ્ધિપૂર્વક આરતી ઉતારવી' એમ અર્થ કરવામાં બોલી બોલવાના અર્થને કંઇએ સ્પર્શ થતો નથી. ધ્યાનમાં રહે કે 'દ્રવ્યની સ્પર્ધા-પૂર્વક બોલી બોલવી' એ બાબત જુદી છે અને 'દ્રવ્યની વૃદ્ધિ' એ હકીકત જુદી છે. એ બનેમાં મહદ્ અંતર સમાયલું છે. આરતી ઉતારનારાઓ આરતીમાં પૈસા, રૂપીયા, ગિની વગેરે મૂકી આરતી ઉતારે છે, એ વાત કોઇથી અજાણી નથી. એ પ્રથા વર્તમાનમાં પણ સુપ્રચલિત છે. આ 'દ્રવ્યની વૃદ્ધિ' કે બીજું કંઇ? આમ દ્રવ્યની વૃદ્ધિપૂર્વક આરતી ઉતારવી એમ સરળ અર્થ સ્ફુટ હોવા છતાં, વચ્ચે

'બોલી બોલવાનું' ખોસવું એ કેવું કહેવાય !" આ લખાણ ઉપરથી આપણે એક વખત માની લઈએ કે-ભલે બોલી ન બોલવી અને આરતીમાં પૈસો, રૂપિયો, ગિની વિગેરે નાખીને આરતી ઉતારવી પણ સમજો કે એક માણસે આરતી ઉતારવા માટે પૈસો નાખ્યો ત્યારે બીજાએ નાખ્યો રૂપિયો ત્રીજાએ નાંખ્યા પાંચ રૂપિયા અને ચોથાએ નાખી એક ગિની ત્યારે પાંચમાએ નાખી બે ગીનિ અને છઠ્ઠાએ મૂક્યો પાંચસો રૂપિયાનો નોટ કહો હવે આરતી કોણ ઉતારે ? જો કહેશો કે પાંચસો રૂપિયાનો નોટ મૂકનારો ઉતારે તોતો એ બોલી નહિ પણ બોલીની બ્હેન એટલે અમને કોઈ પણ જાતનો વાંધોજ નથી :કારણ કે-તેમ થવાથી તો અમારો આશય સર્વથા અબાધિત રહેવાની સાથે આવકમાં વધારો થાય છે.

સુજ્ઞ શાસનરસિકો ! શ્રી આણંદ વિજયજી ગણીએ આપેલા કોષોના આધારથી અને મુનિરાજ શ્રી વિજયસાગરજી ગણીએ આપેલા—

'શ્રાદ્ધવિધિ' ટબો (આણંદજી કલ્યાણજીની ભંડારની પ્રત ૭ પાનું ૪૪૨.

द्रव्योत्सर्पण पूर्वकारात्रिक विधानादिना

'ટબો'—"देवको द्रव्य वधारीने पहेलांथी बोलीने

आरती उतारवानुं करवापपणों करीने "।

આ ટબાના આધારથી આપણે એમ સમજી શકીએ છીએ કે-નિર્ણયકર્તાઓ તરફથી થયેલો અર્થ પ્રામાણીક યુક્તિયુક્ત છે અને શ્રીમાન્ વિજયધર્મસુરિજી અને શ્રીમાન્ મંગલવિજયજી તે આધારોથી વિરૂદ્ધ અર્થ કરે છે ત્યારે હવે આપણે એજ ઇચ્છીશું અને આશા રાખીશું કે શ્રીમાન્ વિજયધર્મસૂરિજી અને મંગલવિજયજી પોતાની ભૂલને કબૂલ કરી લેવાની ઉદારતા દાખવીને આપણને નમ્રતા અને ગુણગ્રાહકતાનો પાઠ શિખવશે; અને સમાજમાં ઉભરાયલા કોલાહલને શાંત પાડવાનું મહત્ પુણ્ય મેળવી અને એ રીતે શાસનસેવા કર્યાનો અદ્ભુત દાખલો બેસાડી જગત્-જનોને અનુકરણ કરવાના આદર્શરૂપ બનશે.

ॐ शान्तिः

છેવટે શ્રીમાન્ મંગલવિજયજી પાંચ કાવ્ય લખીને નીચે પ્રમાણેનો આશય પ્રગટ કરે છે—

જે દ્રવ્ય દેવને અર્પણ કરેલું હોય તે દેવદ્રવ્ય છે તો પછી ભગવાનની આરતી, પૂજા આદિની બોલીથી ઉત્પન્ન થયેલું દ્રવ્ય સાધારણ ખાતામાં લઇ જવામાં આવે તો વાંધો શું છે?

આદેશ આપવાની પદ્ધતિ સુવિહિત આચરિત નથી એમ શ્રીમદ્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજ હીર પ્રશ્નમાં કહે છે માટે બુદ્ધિમાને એમ કહેવુંજ જોઇએ કે—આદેશ આપવાની પ્રથા એ શાસ્ત્રીય વિધિ નથી પણ સંઘે પોતાની મતિથી કલ્પી કાઢેલી છે.

જે માર્ગ સંઘે પોતાની મતિથી કલ્પેલો હોય તેમાં પરિવર્ત્તન કરવાને માટે તે પોતે સમર્થ છે. એમાં કોઇ શું કહી શકે? માટે આદેશથી ઉત્પન્ન થતા સર્વ દ્રવ્યને હાલમાં સંઘથી સાધારણ ખાતામાં લઇ જવાનો પ્રસ્તાવ કરવો સારોજ છે.

દેવદ્રવ્ય માત્ર દેવનેજ ઉપયોગી છે ત્યારે સાધારણ દ્રવ્ય દરેક ક્ષેત્રોને આલંબનભુત છે માટે હે મુનિવરો સમ્યગ્ પ્રકારે વિચાર કરીને કહો કે કયા ક્ષેત્રમાં ઘણી પુષ્ટિ કરવી યોગ્ય છે.

હે લોકો આધુનિક જૈનવર્ગ સર્વાગે દુઃસ્થિત અવસ્થામાં છે તે જુઓ તેની ઉપેક્ષા કરવી એ ભગવાન્ ઘણાજ અકલ્યાણને માટે કહે છે માટે દરેક મુનિઓએ તેનો ઉદ્ધાર કરવાને તૈયાર થવું અને સર્વ આદેશોથી ઉત્પન્ન થતું સઘળું દ્રવ્ય સાધારણ ખાતામાં લઈ જવું.

તો હું પુછુ છું કે પ્રભુભક્તિ નિમિત્તે બોલાતી બોલી-

ઓની ઉપજને સાધારણ ખાતામાં શા આધારે લઈ જવાય? અને જો એ દ્રવ્યને સાધારણ ખાતામાં લઈ જવામાં આવે અને તે દ્રવ્ય દુઃસ્થિત અવસ્થામાં પડેલ જૈનોના ઉપયોગમાં આવે તો શું તેઓને દેવદ્રવ્ય ભક્ષણનો દોષ ન લાગે?

હીરપ્રશ્નમાં વિજયહીરસૂરીશ્વરજી મહારાજે કઈ આદેશ પદ્ધતિને સુવિહિત અનાચરિત કહી છે? અને જે સુવિહિત અનાચરિત કહી છે તે શા હેતુથી? શા આધારે બુદ્ધિમાનો એમ કહી શકે કે–આદેશ પ્રદાનની પ્રથા શાસ્ત્રીય નથી અને સંઘે સ્વમતિથી કલ્પી કાઢેલી છે?

શું સંઘ શાસ્ત્ર નિરપેક્ષ કલ્પના કરે ખરો કે? અને તેવી કલ્પના કરનારને સંઘ કહી શકાય ખરો કે? પ્રભુભક્તિ અને જ્ઞાનભક્તિ નિમિત્તે બોલાતી બોલીઓની ઉપજને દેવદ્રવ્ય અને જ્ઞાનદ્રવ્યમાં જતી અટકાવીને સાધારણ ખાતામાં લઇ જવાનું કહેવું એ શા આધારે સારૂં કહી યા માની શકાય?

શું પૂર્વાચાર્યો જાણતા ન હતા કે–દેવદ્રવ્ય માત્ર દેવનેજ ઉપયોગી છે અને સાધારણ દ્રવ્ય સાતે ક્ષેત્રોને ઉપયોગી છે? અને જાણતા હતા તો તેઓએ દરેક ખાતાં રદ કરીને માત્ર એક સાધારણ ખાતાનીજ યોજના કેમ ન કરી?

શું દુઃસ્થિત જૈનવર્ગનો ઉદ્ધાર બોલીઓની આવક

ઉપરજ નિર્ભર છે? તે સિવાય બીજો કોઇ ઉપાયજ નથી? અને શું બોલીઓની આવક જૈનવર્ગનો ઉદ્ધાર કરી શકશે?

જો શ્રીયુત્ મંગળવિજયજી આ ઉપરના પ્રશ્નોના પ્રત્યુત્તરો યોગ્ય રીતિએ આધાર સાથે આપશે તો સમાજને ઘણુંજ જાણવાનું મળી શકશે.

